# રાષ્ટ્રીય ગીતો.





## ચોરી વખતે ગાવાનું ગીત.

પહેલાં પહેલાં મંગળીયાં વરતાવોરે, પહેલાં મંગળ રે ટીડા વરતાવોરે
બીજાં બીજાં મંગળીયાં વરતાવોરે, બીજાં મંગળ પુણીયો વરતાવોરે
ત્રીજા ત્રીજાં મંગળીયાં વરતાવોરે, ત્રીજાં મંગળ ગાંધીજીને બોલાવો
ચોથાં ચોથા મંગળીયાં વરતાવોરે, ચોથા મંગળ લાલાજીને તેડાવોરે

પાંચમા મંગળ હિંદ દેવીને ફેવરાવોરે,
છઠ્ઠા મંગળ શૌકત મહમદને લખોરે,
સાતમા મંગળ દાસબંધુને બોલાવોરે.

લેખક-શા. કાન્તીલાલ કાળીદાસ.



૨

## પરણુતી વખતે ગાવાનું ગીત.

બાજઠો પાટ બેઠા માગે રૂડા રેંટીયોર
ઘેલો વેવઇ ક્યાંથી લાવે રૂડા રેંટીયોર
એનો સુતારી ભાઈ લાગે રૂડા રેંટીયોર

લાડણો પાટ બેઠો માગે રૂડી તરાકરે
પેલો વેવઇ ક્યાંથી લાવે રૂડી તરાકરે
એનો લવારી ભાઇ જાગો રૂડી તરાકરે
લાડણો પાટ બેઠો માગે રૂડી પુણીઓરે
પેલો વેવઇ ક્યાથી લાવે રૂડી પુણીઓરે
એનો પેંજારી ભાઇ જાગો રૂડી પુણીઓરે

લેખક—શા K. K.

---

૩

( લાડણો પાન ચાવે ને રસ ઢોરે રે—એ રાગ )

લાડણો વરી વરી પાછું જુવે જાણે મારા મહાત્મા સાથે આવે
જાણે રૂડા રેંટીઓ સાથે લાવે
લાડણો પાન ચાવેને રસ ઢોરે લાડણો વરા વરા પાછું જુવે
લાડણો વરી વરી પાછું જુવે જાણે મારાં કસ્તુરબા સાથે આવે
જાણે રૂડી તરાક સાથે લાવે
લાડણો પાન ચાવેને રસ ઢોરે લાડણો વરી વરી પાછુ જુવે
જાણે મારાં અનસુયા બેન સાથે આવે જાણે રૂડી પુણીઓ સાથે લાવે
લાડણો પાન ચાવેને રસ ઢોરે લાડણો વરી વરી પાછું જુવે
જાણે મારા દાર ૧ધુ સાથે આવે જાણે મારા વીવાનો રંગ રાખે
લાડણો પ.ન ચા.ને રસ ઢોરે લાડણો વરી વરી પાછું જુવે
જાણે મારા શૌકત મહમદ સાથે આવે જાણે રૂડી ખાદીનો રંગ રાખે

લેખક—શા K. K.

---

૪

## સ્વરાજ્યનો ડંકો.

( ખંડા રાજાના ડંકા વાગીઆ જાદવરાય જાગો એ રાગ )

સ્વરાજ્ય ડંકા વાગીઆ, સહકારી જાગો
અજાણ્યા ઉંઘમાંથી જાગીઆ, ગુલામી ત્યાગો
હીંસાનો મારગ પરહરી, અહીંસક થાઓ
તામસ પ્રકૃતિ ત્યાગીને, શાન્તિમય થાઓ
અનીતી હથીઆર ત્યાગીને, નીતીને ન્યાળો
અન્યાય અમલદારી છોડીને, ન્યાયનો પંથ ભાળો
અવીવેક અળગી કરી, વીનયને લાવો
ઇચ્છા હોય સ્વરાજ્યની તો, વહેલા આવો

---

૫

## રેંટીઆ રાજા.

ડંકો વાગ્યોને લશ્કર ઉપડયું રેંટીઆ રાજા
આવી છે શાંતીપુરની ફોજરે, " "
તામસને લીધો ચડી ચોટરે, " "
વીવેક અવીકને હઠાવીઓ, " "
વીનય વળતી આવાયો, " "
ક્ષમા ખડગ કરમાં ધરી, " "
હીંસક હથીઆર વશ કરી, " "
ધીરજ ઢાલ વગાડીએ, " "

અન્યાયી અમલદારી છોડાવીએ, રૂડીકા રાજ
સ્વરાજ આવે સુતરને તાંતણે, ,,
ઇચ્છા ન રહી ખોટા ખેલમાં, ,,

---

૬

## લગ્નમાં ગાવાનો એકડો.

એકડે એક ગાંધીજીનો રાખો ટેક
મારી બેનો સ્વદેશી ખાદી સર્વ પહેરજો.
બગડે બે બોલો ગાંધીજીની જે, મારી.
તગડે ત્રણ ગાંધીજીનું રહેશે પણ, મારી.
ચોગડે ચાર ગાંધીજી કરે વીચાર, મારી.
પાંચડે પાંચ ગાંધીજીને નાવે આંચ, મારી.
છગડે છ ગાંધી કુટુંબની સહ, મારી.
સાતડે સાત મારી પરદેશીને લાત. મારી.
આઠડે આઠ ગાંધીજીનો સાચો ઠાઠ મારી.
નવડે નવ ગાંધીજીની શીખામણ લઉ, મારી.
એકડે મીંડે દશ વીદેશીને કેજો બશ, મારી.
બે એકડે અગીઆર સર્વ બેનો થાવ તઇયાર મારી.
એકડે બગડે બાર ગાંધીજીનો પોબાર વાગ્યા પરદેશીના બાર મારી.
એકડે તગડે તેર ખાદી પહેરો ઘેરેઘેર મારી.
એકડે ચોગડે ચઉદ કાઢો વિદેશી ઓલાદ, મારી.
એકડે પાંચડે પંદર ગાંધીજી જેલની અંદર, મારી.

એકડે છગડે સોળ સરકારનું પોલમ પોલ          મારી.
એકડે સાતડે સત્તર ગાંધો દેશનું છત્તર          મારી.
એકડે અઠડે અઢાર કાઢો વિદેશીને બહાર          મારી.
એકડે નવડે ઓગણીસ પરદેશને લેશે જોગણી          મારી.
બગડે મીંડે વીસ પડાવી દેશીએ ચીસ          મારી.

---

૭

## મંડપ આમંત્રણ ગીત.

બ્હેની લગ્ન મંડપમાં પધારજો;
સાથે સાહેલીઓનો સંગ બહેની લગ્ન મંડપમાં પધારજો.
મારે અમુલખ અવસર બેઠોરે;
સલુણી સાચી કહું વાત મારે અમુલખ અવસર આવીઓરે.
શોભે મંડપ સૂર્ય પ્રકાશથીરે;
વળી ચંદ્ર શિતળ ચોપાસથીરે,
જાણે શોભે સ્વરાજ્યથી દેશરે, ગુણવંતી સાહેલી પધારજોરે.
બ્હેની ખાદીની સાડી અંગે પહેરજો,
હાથે કાંતેલી વણી આપણા ભાઇએરે,
એતો અમુલ્ય ને ઉત્તમ બેશ ગુણવંતી સાહેલી પધારજોરે.
પહેરી લજ્જા કુસુંબલ કાંચળીરે,
ચતુરાઇનો ચણીયો ન વીસરાય, તમ આવે મંડપ શોભશે આપરો.
ધરો પટકુલ પ્રેમથી ધર્મનુંરે, સદભાવ કીનારી શું મર્મનું;
તમ અંગે જણાયે ન બેસરે, ગુણવંતી સાહેલી પધારજો.

૬

રૂડી રૂતુ વસંત ખીલી રહી, માહા માસની પંચમી ઉજળી.
એવા અવસરે પગલાં ક્યાંથી થાય—ગાંધીજી
કર કુમકુમ-કુસુમની માળ ધરી તમ સુદર્શનને આરોપીએ
આવો મોઘો અવસર વહી જાય,—ગાંધીજી પાછા ક્યારે આવશો.

માતરીયા

---

૭

( રાગ—માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો. )

સખી ક્યારે ઓઢશો સુંદર ખાદી, હાથે કાંતી વણી હોય જાડી—સખી
ત્હારો મણીયો ગુલાબી વાયલનો, ચોળી ફેશનની રંગ છાયલનો;
વળી ત્યાગી દ્યો મોહ ગવાનનો— સખી.
ફસ્યો ફેશને દેશ બીચારો, પરતંત્ર થયો હિન્દ પ્યારો
દશા દેશની સજની વિચારો— સખી.
જાય નાશી પવિત્રતા પ્યારી, મર્યાદા લોપાય તમારી
એથી જાડી ખાદી વધુ સારી— સખી.
સાદે વેશ જીવન જો જીવાએ, નારી જન્મ સફળ કહેવાયો;
સેવા દેશની સહજ કરાયે— સખી.
તજો મોહ ફેશનની ખુમારી બચશે એથી લક્ષ્મી તમારી;
ધર્મ કુળ વર લજ્જા સંભાળી— સખી.
ખાદી વસ્ત્રો અંગે ધારી
શિયળ—ધર્મ—નીતિને સંભાળો, ખાદીથી થશે દેહ સુધારો—સખી.

માતરીયા.

ફર વિનય રૂમાલ ન વીસરશોરે તે પણ સુંદર ખાદીનો ધરજો;
ભાલ દયા તિલક સુવાસરે, સાહેલી લગ્ન મંડપમાં પધારજો.
રૂડી પતિવ્રતથી ભર્યાં દીલડા, રંગેરગ પ્રભુ ભક્તિથી ભર્યારે;
માતૃભક્તિ અંતરમાં હમેશરે, રસીલી સખી લગ્ન મંડપ પધારજો.
એવા વેશે મંડપમાં પધારશોરે, નિતીનાં ગીતથી મંડપ શોભાવશોરે
નવા પ્રસરો મણિમય દેશરે, સાહેલી મંડપમાં વહેલા પધારશો.

પાદરાકર

---

૮

( મારે સામસામી સુરજ ઉગીયો—એ રાગ. )

આજ મારે અમુલખ અવસર આવીયોરે;
લીધાં લગ્ન ને તમે તો સીધાવીયા,
બાપુ, અમને હતી ઘણી હોંસરે, ગાંધીજી પાછા ક્યારે આવશોરે;
તમ વિણ ગુજરાત સુનો પડયોરે, બાપુ વિણ શોક હૈયે ચડયોરે
હવે દર્શન ક્યારે પમાયરે—ગાંધીજી
તમે અમુલખ મંત્રો ફુંકીયારે, નવચેતન દેશનેરે રેલીયા
સત્યાગ્રહના જાપજ થાયરે—ગાંધીજી
બાપુ સાચી ફકીરી તમે ધરીરે, સુખ સાહ્યબીને કોરે ધરી.
જેથી સાચું સ્વરાજ્ય પમાય-ગાંધીજી
લઇ સ્વરાજ્ય વહેલા પધારજોરે, અમ આમંત્રણને સ્વીકારજો
દેજો વરવહુને શુભ આશિષ—ગાંધીજી.
અમે ખાદીના મંડપ રોપીયારે મુદ્રાલેખ સ્વરાજ્યના આરોપીયા;
કર્તવ્ય સાચું ક્યારે કહેવાય, ગાંધીજી

૧૦

## લગ્ન આભુષણ.

( માલણ ગુંથી લાવ્ય ગુણીયલ ગજરો—એ રાગ )

આભુષણ લગનમાં કેવાં ધરશો, સખી લગ્ને ભારતને વિસરશો—આભુષણ
દેશ સુતો આળસ સોડય તાણીરે, કાંતી કનક કળાનો રીસાણીરે;
આવી પરવ શાંતને ગરીમાઇ— આભુષણ
એવે પ્રગટી ઉષા લાવી ગાંધીરે, ફુકી શંખ ટાળી ઉપાધીરે;
મહામૈયાઓ પર આશા બાંની— આભુષણ
તમે પથપ્યાતા વીર કુમારોરે, ભીષ્મ ધર્મ પૃથુ રાજકારો;
વીર માતા છો કેમ વિસારો— આભુષણ
કેમ શોભે કનક અલંકારોરે, ઝીણાં વાયલ વીદેશી કેમ ધરો;
દશા દેશની હૈયે વિચારોરે— આભુષણ
કારાગ્રહમાં વીર હજારોરે, દેશ માટે તજે પ્રાણ પ્યારો;
તો દેશ માટે ખાદી અંગ ધારો— આભુષણ
તમ દેશની ગાયો કપાયે, તેની ચરબી વસ્ત્રે લગાવે;
સારા દેશનાં મન મુંઝાયે— આભુષણ
સાદુ અન્નને ખાદી સારી, સૌ ફેશન નાખજો ટાળી;
સાચા ધર્મને લેજો સંભાળી— આભુષણ

---

૧૧

ખુશી થઇને ખાદી પહેરો મારી વેવાણોરે
મુકો વિલાયતીનો મોહ મારી વેવાણોરે

અડધી નાગી દેખાય જાત મારી વેવાણોરે
તેથી હસી પડશે નાત મારી વેવાણોરે
બાળી વિલાયતીનો વેશ મારી વેવાણોરે
જોવા મળશે લંપટ લોક મારા વેવાણોરે
તમે છો કુળવાનની જાત મારી વેવાણોરે
લુંટાવા હાથે કરીને લાજ મારી વેવાણોરે
માનો ગાંધીજીનો પાઠ મારી વેવાણોરે
ખુશી થઈને ખાદી પહેરો મારી વેવાણોરે

---

કહલાલકર.

૧૨

વેવાઈ તમે સાજન લઈ ભલે આવ્યારે
આવી અમને ભુંડા વેશે શરમાવ્યારે
ટોપી પહેરી બન્યા ગોકુળની ગોપીરે
વેવાઈ તમે પહેર્યા વિલાયતી જામારે
જામા પહેરી જાંગલાના બન્યા શાળારે
વેવાઈ તમે પહેરી વિલાયતી ધોતીરે
ધોતી પહેરી માતાની કુખ વગોવીરે
વેવાઈ તમે પહેર્યા લેધરના બુટરે
બુટ પહેરી બન્યા સાહેબના પુતરે
વેવાઈ તમે બાળો વિલાયતી વેશરે
ખાદી પહેરી શોભાવો તમારો દેશરે

કહલાલકર.

---

૧૩

( રાગ મેઘાડમ્બર ગાજે—એ રાગ )

ખાદી સજોને મારી બેનીઓ, જેથી જાલીમ સરકાર ભાગે;
ફેરવો રેંટીઓ ખંતથી, જેથી સરકાર ભાગે.
જેણે લાજ લીધી લાખોની, જલીયાવાળા બાગે;
તેનો નાશ છે રેંટીયો એવું ગાંધીજી ભાખે.
બારીક કપડાં લાવીને, જેણે નગ્ન બનાવ્યાં;
ગાયની ચરબી ભેળવી, જેણે અંગ અભડાવ્યાં.
અંતર બગાડયું છે ખાંડથી, જેમાં હાડકાં આવે;
અપવિત્ર બનાવીયાં, કયાંથી પવિત્ર થાવો.
સેવીકા બની દેશની દેશ નામ દીપાવો;
સીતાયે વનફળ વાવીયાં, સતીનું તત્વ જાણી.
વનફળ ખાદી આ સમે, એવી મહાત્માની વાણી;

---

૧૪

( ભમરા પહેલો વધાવો મારે આવીઓ )

ભારત આંગણે અસહકાર જોને આવીઓ;
પામ્યો આશ્રય ગાંધીજીના દરબારે—ગાંધીના ચરણે નમીને સેવો
અસહકારને. ૧

જુલમી સત્તાની જડ ઉખાડતો,
જાલીમ જુલમી જોધાને નીચે પાડતો— ,, ૨
દુશ્મન બંધુક બરછીએ કાટ ચડાવીઓ:
જુલમી ધનવાનોનો ઘાટ ઘડાવીઓ—ગાંધી ,, ૩

રાજા રામ તણું તો રાજ સ્થાપીયું.
દાનવ દંડી સાધુને શરણું આપીયું;  ,, ૪
આજની ભારત માતાની રાખી લાજ ગાંધી.
પોતે પ્રભુ અસહકારે જેને ઉતર્યા—  ,, ૫
સુતા પુત્રો ભારતના જગાડીઆ,
પ્રેમે અહિંસા યુદ્ધ તે હલકારીઆ—ગાંધી  ,, ૬

જે. બ. કઠલાલકર.

---

૧૫

(રાગ—વીર વાર વારી જાઉ, મારા રાજવીઆના હાથી ઝુલે બાગમાં)

ઉગ્યો સખી ભારત ભૂમિનો રવી આજે ગુજરાતમાં
ધન ભારત ભૂમિ દ્રુજ તારણ જેના હાથમાં—એવા અસહકારી
નેતા જીવો હિંદમાં. ૧
ધન ગાંધીજી તમ જસ ઝળકયો નવ ખંડમાં
દુખ હિંદ વણો હરવા હિમત ધરી પંડમાં—  ,, ૨
ધન કસ્તુરબા તમ સદગુણ શા સાંભળીએ;
પતિ સંગે સાધુ થઇ સ્વાર્થ વિદારીઓ—  ,, ૩
ધન લાલાજી, શ્રી દાસ પટેલ હકીમજી;
ધન્ય માલવીયા નેહરૂ મુર્તીઓ પ્રેમની—  ,, ૪
ધન પાર્વતીદેવી શ્રીમતીબેન સરોજની.
પુજ્ય આત્માને વાસંતિ સરલા શ્રીમતી—  ,, ૫
હતા વૈભવ ઇંદ્રભુવન એ સર્વે તજ્યા
હતો દાસી દાસ અનેક ગાડી ઘોડલા—  ,, ૬

હતા ભવ્ય મહેલો સુખમય મશરૂ પાથરણાં
હતા ધીકતા ધંધા સોના ચાંદી વાસણાં— „ ૭
પણ હિંદ તણી ઇજ્જતને જતી બચાવવા.
વળી જુલમી સત્તાને ઠેકાણે લાવવા— „ ૮
થયા ત્યાગી તે નર નારી હિંદના કારણે
નીજ સુખ વૈભવ વિસારી નીકળ્યા કારણે— „ ૯
ફકીરી લઇ ખાખ અંગે ધરી છે પ્યારથી
જગાયો અલહક હિંદે મંત્રજ અસહકારથી— „ ૧૦
પ્રભુ હવે કદર કરો એ નેતાઓના ત્યાગની.
પ્રભુ સ્વરાજ્ય દઇ શમાવો ઉપરની લાગણી— „ ૧૧

જો ભ. ઠઠલાલકર.

---

૧૬

( રાગ—ભમરા પ્રહેલો વધાવો મારે આવીઓ, )

બેની સ્વરાજ લેવાને ચાલો સાબરે બાપુ ગાંધીજી જેલે બેઠારે
કરતા તપ એ હિંદ માતા માટે, બાપુ ગાંધીજી જેલે બેઠારે,
પ્રથમ પાઠ શીખવ્યો હમને શાન્તી તણોરે,
હિંદુ, મુસલમાન એઓ તમે સાથ એકતાને કરીને હાથ,
બાપુ ગાંધીજી જેલે બેઠારે
મન વાણી ક્યાંથી હિંસક ના બનોરે,
શુદ્ધ વ્રત લેજો શુદ્ધ ખાદી સર્વ મુકી વિદેશીનો ગર્વ
બાપુ ગાંધીજી જેલે બેઠારે

આવી શીતળતા સાચવવા રાખો રેંટીયો,
છે એમાં હિન્દ તણો ઉદ્ધાર, રીપુનો એ છે કાળ,
બાપુ ગાંધીજી જેલે બેઠા રે.
દેતા શીખામણો બાપુજી જ્યારે અહીં હતા,
હવે સર્વ લેશો ખાદીની સંભાળ, ઇશ્વર તમને કરશે સ્હાય,
બાપુ ગાંધીજી જેલે બેઠા રે.
જેલે બેઠા બેઠા બાપુ એવું બોલતા,
તમે માનો નહી દુશ્મનોની રહેમ, ખાદી રાખશે કુશળક્ષેમ,
બાપુ ગાંધીજી જેલે બેઠા રે.

---

૧૭

## હસ્ત મેળાપનું ગીત.

( ભમરાનો વધાવાનો )

સજની રામ સીતા જોને જોડલાં,
આયે વર વધુ હસ્ત મેળાપરે, સજની.
જીરે કુંવર કુંવરીની જોડી લાયકી,
સજની હાથમાં હસ્ત ધરી દોય,
વર કન્યાને અંતર પ્રેમરે, ગુણવંતી સજની રામ સીતાની જોડલી.
સજની જન્મ જન્મના બેઉં બાંધીયાં,
સાંધ્યા અંતરથી અંતરના બધરે, રસ પેઢી સજની.
સજની ભેદ ન લવ લેશ આજથી,
ધર્યાં અમે સ્વદેશી ફેરાં વ્રતરે, સલુણી સજની.
સજની સેવા સ્વદેશની સ્વીકારશો.

પહેરી વસ્ત્ર સ્વદેશી ધરજો રાખી પ્રીત સલુણી સજની.
સજની સ્વદેશ ધર્મ ધોરી પંથમાં,
જોડી જીવન રથ નિર્દોષ હાંકવાને સજની.
સજની સંસાર નાવ ચલાવશો,
પામશો ભાગ્યના શણગારરે ઓ શાણી સજની
એમ હસ્ત મેળાપ થયો રંગથી.
પ્રવર્ત્યો ત્યાં તો જય જયકાર ગુણવંતી સજની

પ્રભાકર.

---

૧૮

## લગ્નમાં વરકન્યા.

( વર તો ચાલુ ચાલુ કરી રહ્યો )

વર તો ખાદી ખાદી કરી રહ્યો,
વરનો જામો ન પહેરવા દે,
વર તો ખાદી વિના ઘોડે નહિ ચઢે.
છોકરો—બાપુ વિદેશી વસ્ત્ર અંગે નહિ ધરૂં.
વાળ્યું વિદેશીએ સત્યાનાશ. બાપુ
બાપ—બાપ ઉંચ કુટુંબ કહે આપણું
પહેરે વિદેશી જામા સુરવાલ.
લગ્ને ખાદીરે શોભે નહિ. વર તો.
છોકરો—બાપુ ખાનદાની ખાદીમાં બધી
ભુંડા વીદેશી વસ્ત્રોમાં આગ વરતો,
બાપુ—બાપ અપશુકન આમ બોલ માં,
કેમ શુકનમાં બોલ એવા બોલે વર તો.

છો.કરો—ગૌહત્યામાં બાપુ શુકન કાં મળ્યાં,
પહેરે વિદેશી લાખો ગૌહત્યાય.
ખાદી વિનારે થોડું નહિ ચડે, વર તો.
બાપુ—ભાઈ આજ મહેણાંરે દેશે આપતી.
કરશે ગાળીયાં સૌ ફીટકાર;
લગ્ને ખાદ્દીરે શોભે નહિ.
છોકરો—બાપુ સ્હેરાશે ફીટકારો નાતના,
નહિ સ્હેવાસે પ્રભુ ધીક્કાર.
લાવો લગનમાં ખાદી સૌ માટે,
સુણી શબ્દો બાપુને સસરો ચેતીઆ;
લાવ્યા શુદ્ધ ખાદીનાં સૌ વસ્ત્રો.
ખાદી વિનારે લગ્ન ના કરો.

પ્રભુદાસ ઠક્કર

---

૧૯

## વરઘોડા વખતે.ગવાતુ સ્વદેશી ગીત.

( હું તો મોકલ વેવાઈ માહારે—એ રાગ. )

તો મોકલ વેવાઈ રેંટીઓ, મારા દેશનો દાતાર રેંટીઓ.
દેશી સંપતી રેંટીઓ, સ્વરાજ સાધક રેંટીઓ.
નનો બાધક રેંટીઓ મોહન ગમતો મન રેંટીઓ,
રો જુના જમાનાનો રેંટીઓ, ગાંધીજીનો ગોતેલ રેંટીઓ
ધવાનો ધારક રેંટીઓ, સધવાનો શણગાર રેંટીઓ,

ખાદીનો ખાવીંદ રેંટીડો, સ્વરાજની ચાવી રેંટીડો
મારો હિંદનો હીરો રેંટીડો, વરરાજાને વાલો રે ટીડો
હું તો મોકલું વેવાઇ રેંટીડો, મારૂં સ્વદેશી સાજન આવેરે
એને ફેશન તો નહી ફાવેરે, ખાદીની પહેરામણી માગેરે

---

આવે આવેરે, રેંટીડાનો રસીઓ;
સત્યાગ્રહી શુરો, મોહન મન ગમતો,
ગાંધી ગુરૂજીને નમતો, ખાદીને ફરવેશે.
ફેશન ફુકી દેશે ત્યારે કન્યા લેસે, તારી કુંવરીને ખાદી પહેરાવે
એ તો હિંદનો હીતેચ્છુ કહાવેરે, સ્વદેશનો સેવક આવેરે
તારા મંડપને શોભાવેરે.
એતો ઇચ્છા પુરણ કરશેરે, તારી લાડલ ઘેલીને વરશેરે.

---

૨૦

## કન્યા તરફથી ગવાતું સ્વદેશી ગીત.

અમ ઘેર વેવાઇઓ ભલે આવ્યારે,
સાથ સ્વદેશી સાજનીઆ ભલે લાવ્યારે.
હમ માટે રેંટીડા મંગાવ્યારે,
વેવાઇઓને રેંટીડું રીઝવશુંરે,
ખાદીની પહેરામણી કરશુંરે.

